સંગ્રહ ... (handwritten)

# અર્પણ પત્રિકા.

મે. ગેડી જાગીરદાર સાહેબ રાણાજીશ્રી સરદાર-રસિંહજી મેરામણજી,

આપ સુજ્ઞ, સદ્વિવેકી, વિદ્યોત્તેજક, માયાળુ, પરમાર્થમાં પરમોત્સાહી આદિ ગુણોએ વિભુષિત હોઈ મારાપર અપૂર્વ પ્રેમ રાખો છો એવા પ્રેમના ચિન્હ તરીકે આપનું નામ અમર રહેવા આ પુસ્તક સવિનય આપનેજ અર્પણ કરવા યોગ્ય ધારૂં છું.

**લિ. વિનયાન્વિત સેવક અરજણ હરિ**
**ગેડીમહેતાજી.**

## આશીર્વાદ રૂપ સવૈયો.

અદ્રિ સુતાસુત સાય કરો નિત્ય સિંધુ સુતા સુખદા કરવાસા,
નિત્ય સરોજજ ધ્રુવ સુતા બ્રમ વંશતણો આ શુ કરનાસા.
સાય કરો ત્રણુ લોક ઉપાવન કેશવ કારણ ઊર પ્રકાશા,
કિર્તી પ્રસારહે રેમ પયોનિધિ યાવત ચંદર સૂર્ય ઉજાશા.

# સંગીત સુબોધિની.

## ગીતી.

રિદ્ધ સિદ્ધ નારી, ભર્તા લાભ લક્ષ બે પુત્ર શોભે સારા;
એક દંત હે દેવા, વંદુ અહરનીશ દુઃખ હર જે પ્યારા.
શુધ બુદ્ધ શારદ માતા, દીજે નિબિડતમ અજ્ઞતણી હરતા;
સાહ્ય કરો સુખદાઈ, બાલ વિનય સહવંદે સુખ કરતા.

---

## કલ્યાણ.

જયરમા પતિ પ્રભુ અર્પ શુભમતિ, કુબુદ્ધિસંહારી સારી સોંપસદ્ગતી.
માયા તારી ગહન અતી છે પાર ન પામે શેષ,
નારદ આદિ સરવે નમીયા સચરાચર અખીલેશ. જય.
સૈન્ય આકરૂં તુજ માયાનું બલવંત બહુ વિસ્તાર,
શું જપે નવ દુઃખ દે તરીયા જન તારા નિરધાર. જય.
આપ કૃપાવિણ કોણ ઉગારે હે માધવ અક્રમેવ,
અપરાધી આ બાલક તારી દીજે પદરત ભેવ. જય.

## આજ શ્યામ મોહનકી—એ રાહ.

સારને અસારનો વિચાર રાખ ઉરમાં,
તો કદી તણાશે નહિં ભવ નિધિના પુરમાં. ૧
જ્ઞાનનો પ્રકાશ સાર એહ થકી થાયછે,
પ્રબલ તાપ શમન પામી મગન રહે કાયરે. ૨

આશરો સદાય ધારી રે અતી ઉછાહથી,
સુખદ શીયળ રાખી ના'ઈ પ્રેમના પ્રવાહથી. ૩
પુરણ શુ સુખ પામશે જે ચેન નવ કથાયરે,
સુચન અંતર સ્થિત રાખ સમૂળ ભ્રાન્ત જાયરે. ૪

## સોરઠની ગજલ.

આવી રાખ પ્રીત પ્રભુ થકી તારાં દુઃખ સર્વ સેજે ટળે,
વળી મોજ સુખદા પામીને વિષ અગ્નિમાં કદી નહીં બળે—ટેક.
મીન નીરથી જુદું પડે જુદું થાતાં પ્રાણને પરહરે,
સ્વાંત બુન્દ બપૈયા ચહે અન્ય નીરે આશા નવ ધરે. આવી.
ચાહે ચંદને જેમ ચાતકી જેમ હિંસા ચાહે પાતકી,
કામી જંખના પરત્રિયની તેવી રીતરે વિભુથી નકી. આવી.
તરસા લેભીને જેવી ધનમાં કાલ બીક ધારી મનમાં,
રહી રાતદીન સુરીતથી શોભે નિત્ય સુખ આ તનમાં. આવી.

### લાવણી. મુજ ઉપર ગુજરી, એ રાહ.

લે લાવ જનમનો આજ આવી તક સારી,
સદ્‌વિચાર ધરી ઉર માંય ભકિત કર પ્યારી. લે.
રહી સ્વારથમાં ભરપૂર કરે કૃત્ય કેવાં,
નકી નરકતણાં દેનાર કહુંછું એવાં. લે.
રત ગરવ પરવમાં પૂર શરલ શમ ત્યાગી,
વિષમાદક ભોજન સાર લાલસા લાગી. લે.
શીર કાળ ભમે છે ભાળ ધીરજ નવ રે'શે,
જવ કરશે પુરણ પ્રહાર નયન જળ વે'શે. લે.
તવ સરવ શુળ ધ્રુવ જાય પ્રભુ ભજ પ્રીતે,
આ શીખ ભલી સ્વીકાર જનમ દુઃખ વીતે. લે.

**દક્ષિણી લાવણી.** ચેનનાં પડે, એ રાહ.

કાઢી કર્મ જાળ સંગ સુખદ રાખીરે,
લાવી શરમ, પ્રેમ પરમ, ટાળી ભરમ, જાણુ બ્રહ્મ,
અડરનકી થાય રે–કાઢી.
અહા અભાગી ભૂર દેહ અમૂલ પામ્યોરે,
સેવસંત, રાખી ખંત, તોડી તંત, વિષયવંત;
તત્ત્વ દે બતાવી રે–કાઢી.
સત્ય કહું આ કેણુ ઉર નિવાસ આપરે,
ચાર ખાણુ, થાય હાણુ, ટળે તાણુ, જ્ઞાન ભાણુ;
પ્રગટે પદ પમાય રે–કાઢી.

**જુઓ જુઓ વિપ્રે ભીડી હામ, એ રાહ.**

તેં આવીને શું કર્યું સારૂં કાજ નફ્ફટ મન ફટ તને રે.
લુચ્ચા લફંગા હે લેશ નહીં લાજ–નફ્ફટ.
પીડે પ્રાણીઓને પોષી નિજ પંડ–નફ્ફટ.
તારા જેવો નવ દેખું કોય ખંડ–નફ્ફટ.
ખરે પેટ ભર્યું ખાયછે હરામ–નફ્ફટ.
રહ્યો પૂરી મદ મોહ લોભ કામ–નફ્ફટ.
ધરી બીક ન ફરે છે અરે અંધ–નફ્ફટ.
કાળ લેશે જીવ દ્વાર કરી બંધ–નફ્ફટ.
ત્યારે અપશોપ થાશે ખરેખાત–નફ્ફટ.
દેશે માર અતી કે'વાય ન વાત–નફ્ફટ.
માટે ભજ ભગવાન ધરી ધીર–નફ્ફટ.
તારી સઘળી વિનશે ભવ પીર (પીડ)–નફ્ફટ.
કહે અરજણ શીખ અતી બેશ–નફ્ફટ.
લાભ થશે એમાં ફરક ન લેશ–નફ્ફટ.

## ગીતી.

અલખ નિરંજન રાયા, સમર સમર સઘ સંકટ સૌ જાય;
લેશ ન દે દુઃખ માયા, સહેજે સહેજે ભવ નિધિ ઉતરાય.
કાર્યે કારમાં મૂકી, લેહ લગાડી સ્વરૂપમાં તું રે ઝૂકી;
સૂકી કલહ શમ પ્રગટે, ધર્મવાસ ઠરી દુઃખ સૌરે ચૂકી.

## દક્ષિણી દાદરો.

પતિત સમજપુર વિષય વાસ વાલરે,
કરે ન સાર, દેવિસાર, રાખી પ્યાર, વિભુ સંભાર;
બુધ બચાવનાર રે–પતિત.
દ્રવ્ય અકાજ કુડ કરી સુનંદ થાય રે,
રમત ફંદ, રતકુ છંદ, સરત દંદ, સુખ સુકંદ,
સેવન નહીં લગાર રે–પતિત.
દુઃખદ કુસુમ ગન્ધ મત ઢીરેફ માલીરે,
તજ સુચાલ, ગ્રહી કુચાલ, અંધબાલ, કાલઝાલ,
તાપ નહીં સેવાય રે–પતિત.
અગમ અગુન બ્રહ્મ, રટ દુઃપીડ જાય રે,
ઝરે જાલ, ન બને હાલ હણે કાલ, રિતસાલ,
(ગ્રહો) સાર તત્ત્વ તીરરે–પતિત.

બરહન્સ ગજલ.–શું ઘેનમાં ઘેરાયો, એ રાહ.
એમાં સાર લેશ ન મળે જાણ તું ગંવાર,
રે રસીલી રંગ ભોગે રાચીછું આવાર–ટેક.
પ્યાર માની પાંચ સંગે જાણી સુખ અપાર,
કાલ ઝાલ બિહાલ કરશે થાશે દુઃખ ચમાર-એમાં.
કામ કેરી વાતમાં તું મેલ ભાગ લેનાર.
રામથી વિમુખ રહેતાં લાજ નહીં લગાર–એમાં.

આવી સક આ ઉમદી છે સેવ જગ કરતાર,
દીન જાણી વાંક તારા ન લેશે ઉર મોઝાર–એમાં.

**આશા.**

શમન કરો સૌ સંસ્રુતિ કલેશા રઘુરામજી આવી બીરાજો શમન.
દાન, દયા, દિલમાં નિત પ્રેરો રવીકુળ ભાણુ હે શત્રુ પરાજો–શ.
સીંહરૂપ મન હરણુ વિદારો હરદમ હેતે હજુરમાં ગાજો–શ.
જીનાથ આપની માંહે નીરંતર નિકટ સબંધ શમતા સહતાજો–શ.
પ્રવલંબન એક આપી તમારો ભવન ચૌદશ ધણી ઉરમારાજો–શ.
પીત્રુ પાલક ભ્રમ વિદારક ડર અરિ ટાળી સદા દીલ ભ્રાંજો–શ.
હરિ હે હરિ હે હાથ ગ્રહીને રોશન અરજ રાખી ચિતમાં ચાંજો–શ.

---

અગમ અગોચર અજ અવિનાશી આશુ અભેદ પથ થીર ઠરાવો. અ.
રમ્ય અરૂપ ચરાચર વ્યાપી ધીર્ય ચરમ અસિજ્ઞાન ધરાવો–અ.
જગત જનક જલદિ જગ નિધિમાંથી મજમુલકખંડી ન રાખી દુરાવો–અ.
નયન નહીં લેશ અવર અધપુર ન દાસ ગમ્યાનું ભવ પીડહરાવો–અ.

**સોરઠ ગોડી.**

સત્ય વચન ઉચ્ચારો સજનોરે તેથી પ્રેમ પામશો અજનો,
સુકરીત કાર્ય હમેશાં કરજો ડર ન રહે જગત મર જનોરે–તેથી.
આશાપર હરી શ્યામ અગોચર ભજો નાશ દુઃખ રજનોરે–તેથી.

**સોરઠ.**

તમે ધીરજ ધરો મન માંય સુખદ પચનો કહુંરે–ટેક.
સત્ય સનાતન ધર્મે ધાઓ અવગુણ કદીએ અવર ન ગાઓ,
પૂરણ પદને પામો નિશ્ચે મને લહુંરે-તમે.
વિચાર પગલે પગલે ધારી ભવનિધિ મંજલ કરવી સારી,
ભજવી વેશ દેહ ગત થાતાં સુખ સહુરે–તમે.

અરજન આર્યા નાર્ય સરવને નમી કહું તજી સત્ય ગરવને,
નિત્ય ધરમ સ્વીકારો નાશે દ્વંદ્વ બહુરે–તમે.

### લાવણી–બનજારો.

સુણો શીખ કહું સુખકારી રહો રામસું દર દુઃખ હારી–ટેક.
તજો ભાવ લઘુ દુઃખ દાઈ એ શ્રેય કરે નહીં કાંઈ,
નક્કી કરોને એથી યારી–સુ.
ધરો ભાવ સદા શમ સાચો નિત્ય એજ સુત્રને યાચો.
દે દિવ્ય પ્રકાશ વિહારી–સુ.
તજો ધર્મ દ્વેષ મનમાંથી એથી સાર મળે નહીં ક્યાંથી,
સૌ બ્રહ્મ રૂપાંતર ધારી–સુ.

### કલ્યાણ દાદરો.

રામ રમા પતિ ભજ સુખદાયક સકલ ભૂવનનો એ રાયરે–ટેક.
ઋષિ યોગી મુનિ જેને આરાધે અંતરમાં અવર ન ચા'યરે–રા.
અધમ ઉધારણ ભવનિધિ તારણ જાણ એને મનવચ કાયરે–રા.
અનન્ય અરજન શરણ ગ્રહી લે વ્યથાને વિદારી કરે સાયરે–રા.

### ઝીંઝોટી–તુમને મેરી લાસકી. એ રાહ.

ભજરે મેશ ભજરે મેશ સત્યને ગ્રહી,
વિઘન ધ્વંસ હોઈ મળે પરમ પદ સહી–ભજ.
કૃત્ય કારમાં એ પ્રીત હે અબુધ ભાણ,
અધમ યોનીને પમાડે મુરખ પાપ પાણ–ભજ.
ત્રિવિધ દુઃખનો સંહાર થાય સમજ ઈશ,
કાલ શાલનો પ્રહાર કદી ન પડે શીશ–ભજ.

### દેશનો ઝુલ્લો.

ધરી ધીર આ વાર, અરે મૂઢ ગમાર, તુજ રૂપ સંભાર,
નક્કી શ્રેય થશે, ટળે કાલ બીક, રહે સુખ ખરે–ધરી.

તજી કરમ સંગ, અતી ધરી ઉમંગ, કર ભક્તિ સંગ,
બહુ પ્રીત ધરી, ટળે માય ઝાળ, ત્રણ તાપ હરે–ધરી.
સંત સેવન પ્યાર, ધર મોઝાર, દે અભેદવિ હાર,
દુઃખ સરવ ટળે, ડર મૂળ જાય, પદ પરમ ઠરે–ધરી.

**મરશીયા.**

રે હો સજનો પ્રેમને ઉરમાં ધારો પ્રેમને ઉરમાં ધારો,
તેથી સફળ થાશે જનમારો રે હો–ટેક.
સૌ વ્યક્તિને આપ રૂપ જાણી જગે વરતો એ ભાવ પ્રમાણી,
જાણો પ્રેમની એ છે એંધાણી–રે હો.
ધીરે ધીરે એ પ્રેમને પામો ધરી સાધન સંગ્રહી રૂપ જામો,
પરમ પ્રેમમાં જઇને વિરામો–રે હો.
એજ કેવલ પદ એજ સત્ય પરખો એને પામીને બંધુઓ હરખો,
સરવ દુનીયાંને પ્રીય ધરમ નીરખો–રે હો.

**કલ્યાણ. ( ઇંગ્રેજી રાહ. )**

વિનવું પ્રભુ વારવાર જગત દુઃખ વિદારનાર,
જગત દુઃખ વિદારનાર સત્ય સુમતિનો દાતાર–વિ.
મન્મથારિ સનક શેષ સતત ભજે પરમ દેશ,
લભ્યતોપનંદ પામીરે પુછી સંહારનાર–વિ.
ચતુર વેદ નેતિ ગાય અગમ પાર નવ પમાય,
મન સબુદ્ધિ વિરામી રહી અનંત શક્તિ ધારનાર–વિ.
અનય દ્રોહ મોહ કોહ પુરન બાલ કીજે છોહ.
પ્રબલ ધ્વાંત અટન છેદી અનન્ય ભજન કર પસાર–વિ.

**મુલતાની ઠુમરી.**

અવસર મળીઓ આજ રૂપાળો ફરી ફરી તક આવી ન આવે–ટેક.
હેરી ભજન વિના તક ન ગુમાવો વખત અતુલિત નંદ બતાવે–અ.

સુકરીત કાર્યે રહો નિત્ય રાચી કાલ કદી નવ ધ્રુવ સતાવે–અ.
અરજન આતમ ભાવ પ્રસારી રહો જગત દુઃખ દાવ ન ફાવે–અ.

---

કંગન ચોરાઈ ગયોરે–એ રાહ.

ખંભાત.

રસીલી હો મુરખી લોભી મોહે ભરાઈ રહીરે,
ભૂલી મનોહર વ્રજ નંદ લાલો ઝુલીઝાલે વિષ વહીરે–રસી.
પાંચ પચીસે પ્રેમજ બાંધી સાચા પ્રેમને વિસારી દઈરે–રસી.
શીર ઉપર ભુર કાલ ભમે છે ચેત રૂપ તપાસી લઈરે–રસી.
અરજન આશ ધરી અવિનાશે નિશ્ચળ જ્ઞાને વિરામા રહીરે–રસી.

ગજલ–સમાલુ તેગ અદા એ રાહ.

અરે મૂઢ ધીર ધરી ભક્તિ પકડ પ્યારી સારી–ટેક.
તેથી તુજ સારૂં થશે હાણુ જશે હેત ધારી,
કદી બે હાલ નહીં હોઈ મળે મોક્ષ બારી–અરે.
કામ અને મોહ તજી રમ્ય રામ લેને ભજી,
સેજે ભવ સિંધુ તરી વિભુને તુંરે શેરજી–અરે.
દયાલુ દેવ સદા સાર પ્યાર લાવી તેમાં,
કાઢે તુજ શાલ બધાં લેશ નહીં ભૂલ એમાં–અરે.

ધન્યાશ્રી.

ભજ મન દીન દયાલ કૃપા સિંધુ ભજ મન દીન દયાલ.
શીવ સનકાદીક જેને આરાધે છેદે જગત દુઃખ શાલ–ભજ.
પરહરી આશા શ્યામ અગોચર સેવ તું કરશે ન્યાલ–ભજ.
નામ નિરંતર રાખી હૃદયમાં રે નવ બનશે હાલ–ભજ.

બરવાની ઠુમરી.

દીક્ષિત અરથી કુવેશ ધરીકે વિમુગ્ધ કીયે હે વિપકે પથમેં.

પાપ પસારી કીયે સબ ભ્રમ મોહ બતાઈ દીયોં હે રથમેં.
નામ નિરંતર નીરને કર લે સુખદા સુખ માગી ભય બથમેં.

### ગજલ.

રહી .રાચી રે ગુલતાની વિષયમાં હે હે ભુંરમાની,
સમજ એ સાર નહીં કર્તા રટી લે નામ જે સારૂં.
રસીલી દ્રવ્યમાં રાતી પરહરી પ્રેમજન ધાતી,
અરે અર્થી અભાગીરે ગ્રહી લે નામનું બારૂં;
નીહાળી જો શીર કાલા ચતુર ત્યાગી તુજ ચાલા,
દયાળુ દેવને દરશી સહી તુજ શ્રેય છે ધારૂં.
વીચારી શીખ લે માની ચહી ભક્તિ જે સુખદાની,
મદે આંધી ધરી પ્રીતી વચન સુખદા ગ્રહી મારૂં;

### મેવાડો એ રાહ—માઢ.

સેવો સુખદા સારદ માતરે દુઃખ હારી દેવી જે,
તેહનો પરતાપ ભારી સેવે અબુધ અજાણ;
સાર તેની સત્વર કરીને મેટે દુઃખની તાણુરે—દુઃખ.
આપે સુખ તે ઉમદું હે દંદ હરણું સાર,
યોગી મુનીઓ આરાધે જેને આઠ પ્રહર નિરધારરે—દુઃખ.
તેના તેજે તિમિર ત્રાસે ભાસે બ્રહ્મ ભરપુર,
આશ અરજણ રાખો એમાં ત્વમ વિનાશે મૂરરે. દુઃખ

### લાવણી—અધબીચ મોબત તોડી એ રાહ.

ભજ સતત ઇશ (૨) જે જગત તણો આધાર,
સૌ અંતર પૂરી રહ્યો એ ઉતારશે ભવપાર;
તજી ક્રુર ભાવ (૨) દિલ સદય રાખી નિરધાર,
પ્રેમ પીછાણી પામશે એમાં ફરક ન રહે લગાર—ભજ.
લે લા’વ આજ (૨) આ દાવ મળ્યો છે સાર,

પૂરણ પદને પામવા તું ઝટ થા તૈયાર-ભજ.
અજ પામ પ્રીત (૨) રમ શમ દમમાં ધરી ધીર,
જન પ્રભુ તુજને બનાવશે નકી અન્ન તણી હરીપીર-ભજ.

---

## ઘનશ્યામ મંદિર મેરે-એ રાહ.

દેહ પૂર્વ કમાણીએ પામ્યો શું તું માયા માંહે વિરામ્યો,
મનમાન વચન આ મારૂં રસમાં ફુલ્યો રે હો રૂપ વિસારી-ટેક.
ઇચ્છે અરથ સંચય અન્યાયે એથી સારૂં ન થાશે કયાયે.
મનમાન.
માથે કાલ ચોટ જો જબરી તારી પલપલ લેછે ખબરી,
મનમાન.
દાસ અજાનો શ્યામ સોહાગી ભજ થાશે તું બડભાગી
મનમાન.

## માઢ.

સન્નારીઓ આશા ધારી પામો પતીનો પ્યાર,
જાણો એ છે પ્રભુ તમારે. વિહારી રાખી સાર-સ.
કામી ક્રોધી લોભી આદિ સેવો નિજ ભરથાર,
અન્યમાં ન આશ રીઝશે કરતાર-સ.
ભૂલે ચૂકે વાચશરથી દુઃખવશો ન લગાર,
અઘોર નર્કો પામી પૂરણ મળશે પીડાપાર-સ.
માટે પ્રભુ સમ પ્રીત રાખી લાવી ચીત હુલાશ,
પંથ સુખનો આવી પ્રગટે અન્ય ત્યાગી આશ-સ.

## ગજલ-જફાવો સીતમકો.

ધરી શુદ્ધ ભાવ પ્રભુને ભજો,
સદા શાન્તી રૂપ શૃંગાર સજો;

નિરંતર નામ ધરો ઉરમાંય,
સુખદાઈ સેવો તરૂ પ્રેમ છાંય.
સરવ સાથે રાખી આતમ ભાવ,
તેથી મળશે તમને ઉત્તમ લાવ;
ધરી વૈરાગ્ય તજી ભ્રમ જાળ,
રહે પ્રભુ રાચી કહે પ્રતીપાળ.
દેહ મળ્યો તેને સફળ કરો
ચૂકો વખત નહીં આવે ખરો,

**માઢની ચાલ.** મેરે ગમકા તરાના એ રાહ.

સજનો સંભારો ધરમ વિચારો આવ્યો છે આ દાવ,
ગ્રહી સુચાલ તજી કુચાલ લેવા મનખા લાવ–ટેક.
આળસ ત્યાગી જુઓને જાગી સત્ય ગ્રહો ધરી ધીર,
રાખી સુચીત મળશે અમીત પુરણ સુખની શીર–સ.
અરજ આ મારી દીલમાં ધારી રાખો ઉરમોઝાર,
દુઃખી ન થાશો સુખમાં વાસો થાશે ખરે આ વાર–સ.

**ઝીંઝોટી જંગલો**–પનીયામેં–એ રાહ.

અંધ હે અભાગી પ્યારો રામ વિસાર્યો રે–ટેક.
રંગ ભોગમાં શું રાચી રહ્યો પ્રભુથી રેને ન્યારો. અં. રા.
છેલ છબીલો થઇને ફરેછે લાજનો ન રાખી વધારો. અં. રા.
અરજન કાશ ઉતારશે તારે મરડો ન રાખી ઉધારો. અં. રા.

---

**જનુની જીવો ગોપીચંદની** એ રાહ.

સત્સંગ કરો સૌ શોભીતો લાવી આનંદ અપારજી,
જગત છે ચટકાદીચારનો નકરો મોહ લગારજી;
ભજન કરો પરબ્રહ્મનું.

હળીમળી ચાલો સરવથી ત્યાગી કલહને દ્વેષજી,
સાધુ સંગેથી મેળવો પુરણ સુખની એશજી—ભજન.
પુત્ર વધુ દારા જાણજો નિશ્ચે માયાના ફંદજી
સંગત તેની સદા પરહરો પામો ઉરમાં આનંદજી—ભજન.
હોંશ ધરો શુભ કાર્યમાં કરી અશુભનો ત્યાગજી,
શમ, દમ, સાધન સંગ્રહો લાગે ફંદનો ન દાગજી—ભજન.

લાવણી—સુકરીત કરના હોય સો—એ રાહ.

જુઠો છે જંજાળ જગતનો જુઠો છે જંજાળ,
શું તેમાં લપટાઈ રહ્યો છે જુઠો છે જંજાળ—ટેક.
દ્રવ્ય પુત્રને માલ ખજાનો મળીઓ અપરંપાર,
ભોગ ભોગવ્યા પૂરણ તો પણ તૃષ્ણા રહી અપાર;
તૃષ્ણા રહી અપાર—જગત.
પરનારીમાં પ્રેમ ધરીને મોહી રહ્યો કરી પ્યાર,
મળશે શિક્ષા મૂખર જ્યારે પૂરણ થશે ખોવાર;
પૂરણ થશે ખોવાર—જગત.
જાણે મારે મરવું નથી પણ એ તુજ ભૂલ અપાર,
કાલ આવી જવ કેશ પકડશે શુધ નહીં રહે લગાર;
શુધ નહીં રહે લગાર—જગત.

---

નાથકેસે—એ રાહ.

ધ્યાન નિરંજન ધરો નિરંતર ધ્યાન નિરંજન ધરો.
સકલ ભૂતમાં વાલ ધરીને વરતો દુનીઆમાં યારો,
એ છે સુત્ર અતી સુખકારી સેવો ભય હરનારો—નિરં.
અચળ, અખંડ, અમર, અવિનાશી કરીએ દુઃખ હત પ્યારો,
આશ અહોનિશ એમાં રાખો નિગમાગમથી ન્યારો—નિરં.

નરક નિવારણ સુખનો સાગર રહ્યો સૌ માંહે પસારો,
અરજન અન્યોપાય તજીને જાણો જગત આધારો-નિરં.

ઠુમરી-સજન તેરે બાગમેં-એ રાહ.

સમજ મન શીખ આ સારી ભજી લે નિત્ય નામ મોરારી,
ફરેછે શું મોહમાં ફૂલી દીવાના દેવને ભુલી-સમજ.
જીવનમૃત તું ખરો જાણું સબબ આ ચૂકીયો ટાણું-સમજ.
અરજઆ ઉરલે ધારી પ્રગટ રેહે ન દિલ જારી-સમજ.

શૃંગારમાં ડુબાવીતી તમેજ મને-એ રાહ.

અરે મંદ મૂઢ મતિ પ્રભુને સમ્ભાર,
તેથી તારૂં સારૂં થશે કહું છું તને-ટેક.
બાંકી વાટે વા'લ ધરી કરે કુડાં કાજ,
વિભુથી વિમુખ થયો લેશ નહીં લાજ-અરે.
કોલ કરી આવ્યો તે શું ભૂલી ગયો ભૂર,
આંખો ઊંચી રાખી વિષે રહ્યો ચકચૂર-અરે.
ધર્મ દાન માંહે ભાવ ભૂલે ન કરે,
એથી શ્રેય નહીં પામ જાણ જે ખરે-ખરે.
હજુ ચેત તકી તારૂં સારૂં તો થશે.
હવેથી જો તારી વૃત્તિ પ્રભુ માલશે-અરે.
આટલું જો કેણુ મારૂં ઉરમાં ધરે,
પ્રભુ સાય તને કરે ફેર ન અરે-અરે.

સોયણી ગજલ-દાહ ઉઠી છે દુઃખની દીલમાં.

ચાહ રહીછે ચીતમાં જારી ભારી ભારી રંગમાં
જેવી પ્રીત પતંગની દીવે મચ્છ નીર વિખુટે ન જીવે,
ભાવ રહ્યો પરદાર એવો નિત્ય તારા અંગમાં-ચાહ.
ન્યાય નયને રાખી છેટે અહોનીશ અન્યાયે લેટે,

સાધુ સુખદા સંગ છોડી નવ ફરે સત્સંગમાં-ચાહ.
માન મુરખ દાવ આવો ફરી ન આવે લેને લાવો,
કાર્ય સામું જોશે ન માવો ભજ તું રેશે ઉમંગમાં-ચાહ.

**કહારવા**-કંગ નવા મોરા-એ રાહ.

પ્યારો પ્રેમીનંદનો દુલારો સારોરે,
લાવી પ્રીત બહુ રે ભારી જાણી લે તું મૂઢ ગમારી-પ્યારો. ટેક.
પુરણ બ્રહ્મ છે પોતેરે તેને કાં નવ ગોતેરે.
હે દુષ્ટ રસે શું રાચી ભુંડા કરમે રહી શું નાચી,
એ તું નિશ્ચે જાણ ખરે છે અઘનો ભારોરે-પ્યારો.

**તું જાણ સારી રીતે માધવ પ્યારો (ર)**

ફુલ્યો શું રે'છે ફોકટ ફંદમાં ખાલી રે નામે નીત્ય માલી-મા.
રાખે છે અવર ભુંડામાં હે સદા આશી એથી ન ટળે ચોરાશી-મા.
પ્યારી કરી લે ભક્તિ જે સુખની દેનારી ખરે છે દુઃખ હારી-મા.
સારી આ શીખ લેને અંતરમાં ધારી થશે હે સુખ ભારી-મા.

**ગુરૂગોવિંદના મહીનાનો રાગ.**

દે લક્ષે લક્ષ નિરધાર ટળે દુઃખ તારાં રે,
મળે પદવી ભલી સુખકાર વચન માન મારાં રે,
અરે તજી અવર જંજાળ વિભુ ભજવે'લો રે;
નહીં ચાલે તુજ સાથે કોય જઇશ આકેલો રે,
ભગની કેછે ગરજે ભાઈ બેટો કે છે બાપરે.
બૂઢો થયે બોલાવે ન કોય કોકન લેશે પાપરે,
સૌ સ્વારથનાં સરદાર સાથે નવ ચાલેરે;
શુદ્ધ ધરમ સગો તું જાણુ શું એમાં તું માલે'રે,
કર પ્રભુ સંગાથે પ્રીત જેથી થાય સારૂં રે.
ફરી અવસર નાવે જાણુ કહ્યું માન મારૂં રે.

## ભેરવી ગજલ.

અસાર માંહે રહ્યો શું રાચી તત્ત્વ દઈ વિસાર,
તત્ત્વ દઈ વિસાર રાખી મોહમાં પ્રસાર—અ.
લાલસા ઉરમાંહે ભારી દ્રવ્યની ગમાર—અ.
પાપમાંહી પાદ પેલો રોપવા તૈયાર—અ.
વિના અર્થે બૂરૂં કરવા તું ખરો નિરધાર—અ.
અદૃષ્ટ તુંને ધ્રુવ ફળશે, ફેર નહીં લગાર—અ.
માટે ભજ વિભુ વા'લથી એથી સારૂં તુજ થનાર—અ.

---

## સીંયાનો કનરો.

પ્રેમ પંથમાં સરવે ધાઓ સુખદાઈ એ છે ઉરમાં રાખી.
હૃદતણું એ મૂળ વિદારે તત્ત્વ દઢાવે શું કહું દાખી—સુ.
એને પીછાણી અનેક ઓધરીયા પાળો કરી નિજ અંતર સાખી—સુ.
એનું રટણ રાખો દિલ માંહી ભ્રાંતી વિદારણ લ્યો સૌ ચાખી—સુ.

### ખમાચ—ઠુમરી—નજરાં ગયો.

સજનો સદ્ભાવસેં વિભુકું સમરો—ટેક.
વેદ પુરાને ગતિ નવ જાને જાકું સમરે ઋષિ મુનિ અમરો—સ.
ડર ઉરધારી સતત સંભારી બાસ ઠરે શુભ પદ ગમરો—સ.
અરજુન આશાલાઈ વિલાશા લક્ષે ન શભે બડ ભેજ મરો—સ.

### ભેરવી.

તું ચાહ સારો ભાવ રાખી રાત દિન ભક્તિ વિહારી.
સકત રહ્યો ભરપુર અંધા દાર પુત્ર માંહે એ,
ઠરાવશે ખાડે નિહારી—તું ચાહ.
મૂળ તારૂં તપાસ કોણ છો વિચાર ધારી ઉર,
માંહે માન તું મમ કેણુ ધારી—તું ચાહ.

ફંદ હરતા પ્રભુ નાંમ માંહે રાખ અતીશે પ્રીત,
વણુશે વચ સર્વ વ્યથા તારી–તું ચાહ.

ત્રોટક.

રટરામ નિરંતર સુખ કરતા સહુ દુઃખ તણો જે સંહરતા.
અવિનાશી અવ્યકત અનાદિ સદા ઉરધાર મટે તુજ માને મદા.
તજ ચાહ કુસંપ અને વિષથી ઈશ પામી કૃપા બચ તું હેરથી.
ધરી પૂરણ પ્રીત પ્રભુથી ભલી નક્કી નીરખીશ દુઃખ હા પ્રેમ ગલી.
આ શીખ અનોપમ બહુ સુખદા રતરાખ અતી નક્કી આ ગુણદા.
મતિરે નિત્ય સ્વચ્છ હે લક્ષે ઠરે નહીં ભૂલ લગારરે જાણ ખરે.

ખમાચી કાફી ૫–ઠુમરી–સૈયાં તોરે–એ રાહ.

જ્ઞાનસેંહી જાણ તેરી જાવે ભવ પીર–ટેક.
માન તન મેરી બાત ગુમાની ગંવારી ભોરી દુઃખ બોત થાવે.
મોરી શીર ધર શીર–જ્ઞાન.
અલખ ઉપાસ છોરી લાઈ બોત પ્યાર જોરી કર પ્રીત લાઈ,
દુઃખ બિન શાય ચાઈ સુખ પદ સુખ કારી ઉરે પ્રેમ રટે છઈ;
અરજ સ્વીકાર દિલ બઢે શમ ધીર–જ્ઞાન.

કેરબો.

શું લે'ર કરે છે આજે માથે કાલગાજેરે,
માથે કાલગાજેરે (૨) શું.
સાચું કે'તાં રીસ ચડાવે એવી તારી ટેવ.
સ્વભાવ એવાથી હે મળશે નરક ખરે અરમેવ–શું.
પર નિંદાએ પ્રીતિ ભારી ભક્તિીમાં નહી ભાવ,
કોઇનું સારૂં દેખી તુજને બહુ આવે છે તાવ–શું.
અવર બુરૂં નિજ શ્રવણે સુણતાં રાજી થાય અપાર,
જાણે પદવી ઉત્તમ પામ્યો માને મૂઢ ગમાર–શું.

ચેત હજુ શું મોહી રહ્યો છે માયામાં નિરધાર.
અવિનાશીમાં આશા કરી લે ઉતરશે ભવપાર–શું.

હમકુ છાંડ ચલે બન માધુ–એ રાહ.

પીયુનકુ ચાલીએ રત અતી ભારી અહોનીશ રાખીરે એમાં વિહારી–ટેક.
દુ:ખદા જાણુ એ મૂઢ ગમારા સુખ પ્રદસાર જો જાણુ નિહારી,
તેહ થકી તુજ આપદા ટળશે, થાશે પલકમાંરે ભવપારી–પી.
કાલ તણો મહા ભય શીર ગાજે લે આ વખતે મૂરખ વિચારી,
ચતુરાનન મુની ભયને સંહારવા રાત દીન રહે ભક્તિ પ્રચારી–પી.
મળીઓ દેહ અમુલ્ય લે લાવો પુની પુની વખત ન આવે ઉધારી.
સમજ સમજ ભુર અંધ અભાગી ઉરે ધાર પ્રભુ ભજન તમારી–પી.

દશા આ શી થઈ મારી–એ રાહ.

લગાવી હેત હે અંધા હરીથી ભેતશે બંધા,
નરતાં કરમે નેહ બહુ રાખે દિલડા માંય;
શુભ કરમે સુરતી નહિં લાભ થાશે કાંય,
અરે મોહ્યો પરશ ગંધા લગાવી હેત હે અંધા–હરી.
ઝટ પટ નયનપથ નીરખ તું લાવી હેત અપાર,
પાર થશે પલ વારમાં સેવ ધરી અતી પ્યાર;
અવલંબા ધરી સંધા લગાવી હેત હે અંધા–હરી.

કાલીંગડો દાદરો–રીસાઈ ગયો પ્યારોરે.

વિચર હે સુખદ પંથેરે (૨) અવસર વહી જાયરે–વિ.
આંખ ઉઘાડી જો તુ ઉંચું ભ્રાંતે શું ભરાયરે–વિ.
લગની લાગી લોભમાં નથી એ થકી પસાયરે–વિ.
ધ્યાન ધનદ જગત પતિનું કરી લે ન ભરમાયરે–વિ.

બિહાગ ત્રીતાળ.

ભજી લે પ્યારો ગોકુલ કનૈયો ગુણ ધામ,

કામ અમીત છબી પદ લાજે પુરણ સુખ ગુણ ધામ—ભ
રંગ ભોગે શું મોહી રહ્યો છે લાવી પ્રીત તમામ—ભ.
એથી સાર ન પામે મુરખ એ નવ આપે વિરામ—ભ.
નરક તણો એ સાજ ખરેખર તજ ભજ પ્રભુ પદ પામ—ભ.
શીખ ભલી આદિલમાં ધારી આજ પીછાન ઘન સ્યામ—ભ.

### હેલી.

અરે મોહે રહ્યો ભરમાઈ.
સંત સમાગમ પ્રેમ ન જાણી ભમત રમત સુખદાઈ,
પાપ તણો પન્થ પ્યારો ગણીને હરખ રહે ઉર માંહી;
એથી જાશે નર્ક હણાઈ—અરે.
પંચ વિષયમાં નેહ અતીશે સદા રહ્યો ઝલકાઈ,
છેલ છબીલો થઇને ફરે છે મંદ બુદ્ધિ મલકાઈ;
કાલ ભય દેખ કસાઈ—અરે.
કાલે કેશ ગ્રહી તુજ ઉપર માર વૃથા વરસાઈ,
નયન આંસુએ પૂર ભરાણી રામ પોકારે ગાઈ;
ધરૂં તુજ સાથ સગાઈ—અરે.
આ વખતે હે નાથ ઉગારો જગત પિતા ત્રાહી ત્રાહી,
કરમ વિનાશી સમયે આ મારાં હાથ ગ્રહો ભવ સાંઈ;
અજાના શ્યામ સવાઈ—અરે.

### ઢીંડી.

કામ ત્રાસને વિદારવા મોરારી,
ભજો સતત સાર સાર એ વિચારી;
રાખી નેહ પુરણ ધારીને વિહારી—કામ.
આહ ચિત્ત માંહી ચતુર મુક્તિ દાતા,
પૂરણ કામ એહ જગત પિતુ માતા;

ગ્રહી સાધનો શું બનવાને પ્રમાતા–કામ.
કાલ ઝાલને વિખંડનાર વા'લો,
સરવ ભૂતનો એ પૂરણ પ્રતિ પાલો;
કેશવ અબ્ધિ માંહી પ્યાર લાવી માલો–કામ.
આતમ ભાવ સુત્ર ઉર માંહી ધારી,
જીવ શીવ જાતી એક જાણી સારી;
સરલ સુખદ પદવી દિલમાંરે જારી–કામ.

સદા રહો પાસ પીયુ–એ રાહ.

ત્યાગી ભોગ વિલાસ મનવા ત્યાગી ભોગ વિલાસ,
સામરો સુખ દાઈ જાણુ થાય કરમો નાશ–ત્યા.
સારને અસારનો વિચાર ધારી ઉર,
તેથી નિશ્ચે શ્રેય થાશે રે'શે તારૂં નૂર–ત્યા.
દેહ પામ્યો સાર કર્તા દેહીને પીછાણુ,
દેહ ભાવ છોડી પ્રગટે પૂર્ણ જ્ઞાન ભાણુ–ત્યા.
શીખ આ સ્વીકાર સારી થાય લાભ અપાર,
મોહ જાળને વિદારે ટાળે દુઃખનો ભાર–ત્યા.

ગજલ–આદમકુ એ રાહ.

નિત્ય પન્થે પસાર થાવા સત્યને ગ્રહી,
સત્યને ગ્રહી આપે એ સુખ અતી સહી–નિત્ય.
દૈવી સંપત પન્નગારી ધારી ઉર મહી,
નક્કી એ હાલ થઈ વિનાશે આ સુરા અહી–નિત્ય.
ષડ્વિકાર મૂળ વણસે પ્રેમરે વહી,
શીખ આ સ્વીકાર તારી પીડરે નહીં–નિત્ય.

ગજલ–અયેકમ જાત એ રાહ.

દેહ ભાવ સાર માની રાચી રહ્યો અરે,

રૂપને વિસારી મોહ જાલમાં બળે-દેહ.
પુત્ર દાર પ્રેમ ધારી વિષય સુખ ચરે,
ક્ષણિક ચેનમાં વિરામી હોંશથી ફરે-દેહ.
ઉચ્ચ ભાવને ગુમાવી નીચમાં ઠરે,
સરવનો પીછાન તાત તું અરે ખરે-દેહ.
અજ અનાશ રૂપ તારૂં જનમે ન મરે.
શીખ માન રમ્ય મારી ઠરે હે તું ધરે-દેહ.

### રાસડો.

શાણી થા અવતાર પામી ભજી લે બહુ નામી નંદલાલજી:
છોડી દે જુઠ જંજાળા તું જાણને કૃપાળા-નંદ.
આશારૂ તૃષ્ણાને ત્યાગી રે લક્ષે હે લાગી-નંદ.
મોજો કરે છે શું મા'લી ગ્રહીને કુચાલી-નંદ.
લા'વ લે આ દાવ મજાનો પ્રભુ જાણ અજાનો-નંદ.

### ભૈરવી.

જાતે હૈ મૂઢ જાતે હૈ યહ સમય અમુલ્યહિ જાતે હૈ
પ્રબલ કાલ શુન શીરપે ગાજે કયું વિષમેં મુસકાતે હૈ. જા. યહ.
રમ્ય કૃષ્ણ છબી ઉરકે ભીતર ધર સબી દુઃખ બિહાતે હૈ. જા. યહ.
અરજુન શ્યામ જગત સંરક્ષક જાન હૈં મુક્તિ દાતે હૈં. જા. યહ.

### વ્હાલા તારી વાટડી—એ રાહ.

અરે તું આવાર ભજન કરને ભાવેરે
તેથી જનમ સંકટ તારાં જાવે—અરે.-ટેક
મોહ મમતાને પરિત્યાગીરે હે તું રામ રમતમાં લાગીરે
જો તું વખત મળ્યો છે જાગી-અરે.
ધીરે ધીરે ધરમને સાંચીરે વિગતે વિવેક વચનોને વાંચીરે
મુકી કુડ કપટને ચાંચી-અરે.

સાચી શીખ આ હ્દીયામાં ધારીરે મળશે ગતી અલૌકી ક્યારીરે
માટે રાખ સદાય વિહારી–અરે.

**ભેરવી ત્રિતાળ.**

રાખ ભજનમાં પ્યાર અતીશે ભૂર રાખ ભજનમાં પ્યાર,
સંશય તારા સરવે જાય મૂરખ મૂઢ ગમાર–અતી.
જરા સમજ મન દિલડામાંય સાર અસાર વિચાર.–અતી.
તક આવી છે તરખડ મૂકી વિષમ તણી આવાર–અતી.
કર કર જમણે આ વખતે તું ધરમ અરે નિરધાર–અતી.

**પીયા કે ચિત્ર બીન**—એ રાહ.

પુજ્ય પરમ સુખ દાઈ પ્રભુ નિત્ય પુજ્ય પરમ સુખ દાઇરે–ટેક.
આદત સરવે ત્યાગી નકારી ભુર ભજીલે ભવ સાંઇરે
અંતરમાં વર ભાસ ઉપજશે સંકટ સૌ વિનશાઇરે–પુજ્ય.
અવર ફંદમાં શું વળગ્યો છે ભ્રાંતી રજ્જુ દઢ સાઇરે
એ સુખદા નહીં જાણુ અભાગી ગોવીંદ લેને ગાઇરે–પુજ્ય

**પાલુ બરૂઆ લાવણી**—ગીરધારીરે–એ રાહ.

આવ્યો વખત અતીશેરે ભલો સુખકારી કર ભક્તિ પ્રભુની પ્યારી.
ફરી ફરી સમયરે આવે નહીં હે સુધારી તું શું રહ્યો નારે વિહારી.
ઝુલ ધન ધાંખ અતીશે ભારી તેથી લેતો નથીરે વિચારી,
પ્રાણી પીડે છે હે પ્રચારી તકફેર ન આવેરે જમલે છે ભારી–કર.
લગની જોડ પ્રભુથીરે આ લાગ છે સારો ફરી આવે ન આવો વારો,
માટે ઉત્સાહેરે ગોવિંદ કર પ્યારો લાવી આતમ ભાવ રૂપાળો
(ઝુલ) આવે દુઃખ તણો તુંજ આરો તજી મિથ્યા ભુર લવારો,
ભજ ભાવે ભૂધરકારો એથીરે થાશે હે નિશ્ચે નિસ્તારો–કર.

**ખમાચ પંજાબી ઠેકો**—દરશન બીન.–એ રાહ.

પાજી પ્રેમ પ્રભુમાં ધારી ધારીએ છે અતી સુખકારી–પાજી

ચાલ, વડલ વિષયે શું મોહયો અરે જાણુ એ બહુ દુઃખકારી-પાછ.
સાર વાત આ ઉરમાં લાવી કર પ્યાર મહા ગુણકારી-પાછ.

**પરજ—મોહોલે પધારો-એ રાહ.**

તારૂં ડા'પણુ જાણ્યું મેં આજ શીરે કાલ રહ્યો હે પ્રચારે.
ભજતું સરવ તણો શીરતાજ શીરે કાલ રહ્યો હે પ્રચારે.
તેથી સુધરે તારાં કાજ શીરે કાલ રહ્યો હે પ્રચારે.
કુટુંબ કબીલો તાહરો સ્વારથનો છે સંચ;
પીડા પામીશ જાહેરે દુઃખ નવ લેશે રંચ-શીરે.
કરમ તજી દે કારમાં નરક નંખાવણ હાર
સુકર મથ હી સુચાલને વરતે કૃત કૃત્ય સાર-શીરે.
કાય વચન મન એકતા રાખી ઉર ધરી પ્યાર
શ્રેષ્ટ પરમ પદવી મળે દુઃખ જ્યાં છે ન લગાર-શીરે.

**સામનાં પદ.**

મન તું સીધે રાહન ચાલે મોહ મમતામાં પ્રીતે મહાલે,
હાડને માંસે શું રહ્યો મોહી સૌ શીરતાજી તારી ખોઇ;
તું છો રૂપ અરૂપા પોતે હાથે જનમ મરણુ કાં ગોતે,
અરજન શુંરે કહું સમજાવી લક્ષે સેહ કર પ્રીતિ લગાવી.

---

સેવો સંત સુજાન સબભાઈ દેવે અદ્વીત પન્થ બતાઈ,
દ્રષ્ટી, શમશીલ પુર સંતોષા લાવત કબુએ ન કાહુપર રોષા.
તપ તે કું શીતલ કર દેવે જાકું નારદ બ્રહ્માદિ સેવે,
મોહકી જાલ બિધિસે છુડાયે જનમ મરનકી ચોટ બચાયે.
શશી ગંગ કલ્પ તરૂ ફલ એકા સંત સેવન ત્રય ફલ જોનેકા,
સંત મહિમા શ્રી મુખ રહ્યા ગાય અરજન પ્રેમે લાગત પાય.

---

વહેલી વાર કરી લે તારી તારૂં રૂપ શું દે છે વિસારી,
સૂક્ષ્મ આદિ ત્રણુ જે દેહા માની રૂપ અતી ધરી લેહા;
તારૂં રૂપ છે અખંડ અનૂપા શું ભમોછો ભ્રમમય ભવ કૂપા,
અરજન માન શીખામણુ મારી જાણુ તુજ રૂપ ન નામ અપારી.

---

સારમાં સાર મનખાદે આવી પ્રભુની ભક્તિ ઉરમાં ન લાવી,
પાપના રાશિજ પ્રીતે કરીયા સ્વાર્થ સાધી સંત સંહરીયા;
લોભને લાલચમાં રહ્યા લાગી જોયું જગ નિધિમાં નહીં જાગી,
અરજન સેવ હે અજ અવિનાશી નાસે જગત બંધનની ફાંશી.

## જંગલો.

બ્રહ્મ ગુન ગાનાં ગાનાં ચિત્તકો નિરોધ કરકે,
ચેતી ચેતી ડગલાં ભરનાં કરમ ભેદ ઉરમે ધરનાં.
નાવે કદિ જનમ અરૂમરનાં રેવે ગુલતાનાંતાનાં-ચિ,
સ્વપર ઐક્ય હિયમેં ધારી નિયમ નવ દીયે વિસારી.
હોવે પલમેં ભવ પારી દિલ્લધર ધ્યાનાં ધ્યાનાં-ચિ,
પ્રેમવટ ઓથ ગ્રહી જે દયામેં દિલ દઇજે.
વ્યક્તિ બ્રહ્મપુર સહીજે તજી કર્મ છાનાં છાનાં-ચિ.
શીખ યહ સુનલે મેરી કહેં નવ પ્રગટે એરી,
નાવે જમકી અવસેરી અભેપદ પાનાં પાનાં-ચિ.

## સોરઠા.

શીલ રાખસર હાથ લંપટ વગ લાગે નહીં,
જખમારે અસમાર દેણુમાન મમ કામની;
કંચન ઘાટ દલાલ પ્યાલો માદક હાથમાં,
મોહ જાળ ધરનાર છેટીરે મમ કામની.
અંતર ધીરજ રાખ ધીર થકી સુખ ઉપજે,

પરિમિત સુખનો મોહ કદી નરે'શે કામની;
આદરે સદ્દગુણ રાખ ઈર્ષાધર અવગુણ પરે,
આનંદનું આગાર પ્રગટે દિલ મમ કામની.
પતિ ભજ લાવી પ્યાર અનન્ય વરતી આદરી,
ભવસાગરમાં જહાજ પતી ભજન મમ કામિની;
ભજન વગરનું ડાપણ પાપ ધારણ પ્રેમદા,
પ્રેમ ઝરણનું પાન પ્રીતે કર મમ કામની.
અક્ષય ધનની શોધ આદરતું ઉલ્લાશથી,
ધન ચિન્તા ઝંપલાય નિશ્ચે નયમય કામની.

## સોરઠા.

ઇચ્છા બળ અવલંબ કચ્ચ તમ ફળ આપે મુદા,
મુદિત આનંદમાં'ય રેતાં દુ:ખ નહીં કામની.

---

સફત બુદ્ધિ ધરનાર કાર ઘટાડે કિંમતી
ધી શુદ્ધનો અવલંબ સાગર દુ:ખ સઘળાં હરે
વાહન વિદ્યા વીણ ક્ષીણ થયા બહુ ખલકમાં
આપી ઉત્તમ નીણ પાળ મળે પન્થ બ્રહ્મનો
અક્ષય ધન લૂટાય નીરખી શું બેશી રહ્યો
સ્તેન ગ્રહી કર ઠેર ચિન્તા આફત આળશે.

---

## ચોપાઇ.

અવલંબન પ્રભુ એક તમારો પ્રીત ધરી સેવકને તારો
રવ નવ આપ અભિધાને ન ધાર્યો લાલચ લોભ થકી ન પરવાર્યો
જન સંગત કદીએ નવ કીધી પરનીંદા ઈર્ષા દીલ લીધી
નરમણિ એળે ગુમાવ્યો રૂપ અ રૂપ દિલમાં નવ લાવ્યો

## આશા.

પ્રણમું પ્રણમું જગહીતકારી આતમ ભાવ દિલે વિસ્તારો
માયા તારી અતી બલવાળી દીધા દીરઘજન પાડી નિવારો–પ્ર.
તેનો અનીક સહ નાશ કરીને અંતર વાસ આશુ ઉરધારો–પ્ર.
પાપ અનય મય બાલ ઉગારો પ્રેમ પયોધિ પૂર પસારો–પ્ર.
આરતી અરજન અરજ ઉરધારી અભેદ વિહાર દઇ ભેદ વિદારો–પ્ર.

## કુંવર કુંવરી મારા લાડકા.

મોજ કરે મન માનતી રહીને જગત મોઝાર
પૂર્વ કમાણી જાણજે એમાં ફેર ન લગાર–મોજ.
પુરી રહી પરિતાપમાં ભૂલી જગ કરતાર
આંખ ઉઘાડી તપાસતુ તુજ રૂપ મોહ વિસાર–મોજ.
અવસર પામીઆ ઉમદો ખરે સુખનો દેનાર
અરજણ પુરણ હુલ્લાશથી મેળવ પ્રભુનો પ્યાર–મોજ.

## ભેરવી ગજલ.

તુજરૂપને પીછાન ભુર બે હાલ નહીં તારા થશે–ટેક
કેશવો કલ્યાણકારી દુ:ખહારી સાર (છે)
તેને ભજ હે મૂરખા ઉતારશે ભવપાર–તુજ.
પ્રપંચ જાળે પ્રીત ભારી હે અભાગી કૂર (રે)
શ્રેય નહીં એ આપશે અવગુણ માંહે સૂર (રે)–તુજ.
દુષીત કરમે મોહ બહુ રહ્યો અંતરે પૂરી
કાલ શીર માથે ભમે શું વંશમાં રહ્યોછે ઝૂરી–તુજ.
પીડરૂપ સાજને તું સુખ માની નંદરે
સુખરૂપ ભૂલી આતમા અરજુન તૂજને શુંજ કે–તુજ.

## બિહાગની ગજલ—એણે કૃત્ય કર્યું–એ રાહ.

નમ્ર દયાનિધિ સત્ગુરૂ શુરા અડગ ધર્મમાં પ્રેમી પૂરા

માર્યો મહાબલી મન જે મોટું બહુ હિતકારી સુરતી નૂરા–નમ્ર.
પંચ અને દશ ત્રણુથી છેટા નિત્યાનંદે રહી ભરપૂરા–નમ્ર.
સંગ સદા સૌ તેનો ચાહો આપે સુખદા પદ જે રૂડા–નમ્ર.
અરજણ ઇચ્છો પદરજ તેની હું બલીહારી ધ્વાંત વિદુરા-નમ્ર.

છે જન પાળક ટાળક દુઃખનો—એ રાહ.

હે અગમ અગોચર ગહન ગતી કાઢી કુમતી દ્યો સત્યમતી.
એક આશ સદા તુજ અવિકારી ભવ તાપ હરી ચિતમાંહી ઠરી
અતુલીત અતી રહી ભક્તિ ખરી હે પરા પારદા પરમ ગતી–હે.
જગતેશ રમેશ ભુવન ભર્તા સચરાચર વ્યાપી દુઃખ હરતા
ભ્રમ સંભવ પીડ પ્રહાર અતી એ હાલ કરે ચળ રાખી મતી
સંહારી સરોજ પદ આપી રતી દીન બાલ ઉગારો એ વિનતી-હે.
તુજ શક્તિ અનંત અપારજ બહુ નિત્યાશ્રય સુખદા તારો ચહુ
ગોપાલ ગુણાતિત જગતપિતા કીજે કીરપા (કૃપા) કરી મોહરતિ
સંરક્ષિત પ્રેરી અભેદ ગીતા ઉપજાવી ભોગ વિષે વિરતી–હે.
પ્રભુ રહ્યોછું વિષય રસમાં વ્યાપી તુજ ભજનમાં હે ધરી ધી કાચી
અજ અવગુણુ મારા નવ જોશો રત પુરણુ આપી છેદી દોષો
જન જાણી પ્રેમ મનથી પોશો નરનારાયણુ દઇ શુભ સુરતી–હે.

ખંભાત—કંગન ચોરાય ગયોરે

સોહાગી સામરો સેવો નંદનો દુલારો સારોરે
ગોપી વિહારી પ્યારો ગોકુલ કનૈયો ચાહી ચીતમાં સંભારો યારોરે–સો.
તપ જપ હે શું સવરીએ કરીયું તારી તેને સંભારી ખારોરે સો.
નાથ અનાથ છે સૌ રખવારો જાણો તાપનો વિદારો ભારોરે સો.

---

**સોરઠની ઠુમરી—બિગરી કોન સુધારે—એ રાહ.**

સાર વિચાર હિં જાનો સતો સાર વિચાર હિં જાનોરે
સબ સાધનકો મૂળ વિચારા ફેસતામેં લગારારે
જગપ્રતિ કુલ બ્રહ્મ સત્ય ભાસે વે વિચાર આધારારે—સાર.
મે સો કોન જગત સો કોન સેં વે વિચાર નિશાનારે
અદ્‌ભૂત અનુભવ જાસેં પ્રગટે હોવે બ્રહ્મ ગિનાનારે—સાર.
ચતુરકો ફીરપાસેં પાવે સુશુભ સાર વિચારારે
કે અરજુન તબ જ્ઞાનહિં પ્રગટે ત્વરિત હો ભવપારારે—સાર.

**આશાગોડી.**

કોઉ કામ ન આવે જગત મેં કોઉ કામ ન આવે
માત પિતા દારા સુત બન્ધુ લાલચ મેં લપટાવે—જ.
ધરમ સગો સરવેકો જાનો કરમ સબી છિટકાવે—જ.
પ્રભુકો ધ્યાન ધરો એક ચિત્તે જનમ મરન ભે જાવે—જ.
કેવે અરજન જગ કરતાકો સમરન કરલ્યો ભાવે—જ.

**આ શી વાત હાડા કેરી નારી—એ રાહ.**

મન રામ ભજન કર પ્યારૂં ખુલ્લે ભાગ્ય તારૂં,
તેથી નિશ્ચે થશે સદ્‌ગતિ એ નામ છે સારૂં;
માટે જગતમાંથી મુકી દેને તું તારૂં ને મારૂં,
એથી તરીને થઈશ પેલેપાર અન્ય નઠારૂં—મન.
આ છે કુંભ સરખી કાયા તેમાં તું ન ભૂલ,
શ્રી રામ ભજીશતો થાશે તવ અદકું મૂલ;
એ છે જગત પાલકને ટાળનાર છે સૂલ,

માટે ચિંતવન તેવું કરીને જગતમાં ન ડુલ-મન.
મોહ રૂપી સંસાર છે અસાર તેને મૂક ત્યાગી,
મનોહર સુંદર રૂપ રામ ભજી લે નિશ્ચ જાગી;
જોડ સચ્ચિદાનંદમાં ધ્યાન એમાંરે લાગી,
માયા રૂપી સંસારને મૂકી સમર તું અભાગી-મન.
અરજણની એ છે અરજ ઉરે લેજે ધારી,
નામ લીયે મટે તુજ પાપ પૂરવનાં ભારી;
એની ભક્તિથી તરીયા છે બહુ પાપી ને જારી,
માટે વિવેકથી એને સમરતો મળે મોક્ષ બારી-મન.

### આશા ગોડી.

રટ દીન રાતી રામા મૂરખ મન રટ દીન રાતી રામા.
દિલ વિષય નકી આશ તજીકે ભજ પ્રભુ ભઈ નિષ્કામા-મૂ.
મેરા તેરા વરજી મુરખ સેવ પરમ સુખ ધામા-મૂ.
પંચ ભૂતનસેં પ્રેમહિં છોરી જાન સબીમેં નનામા-મૂ.
કેવે અરજન ભે સબ જાવે કોઉન હોવે વામા-મૂ.

### સોરઠની ઠુમરી.

આતમ રૂપ સંભારો સંતો આતમરૂપ સંભારોરે
જીવ જનમ એહતે માનો સંશય લેશ ઉરે નવ આનો
માની તેવું પાળો સજનો આતમનો પરમાનોરે-આ.
ધરમારથને કામ વિચારી સેવો નીતી ધરી સુખકારી
મોક્ષ કદી વણુશે નહીં જેથી નર હે વિષય વિહારીરે-આ.
અહીંસા ધર્મ કરો અતી પ્યારો જનમ મરણથી તારણ હારો

આતમ અનુભવ આનંદકારી ઉલટે હૃદય મઝારોરે—આ.
સર્વ ભૂત સ્વાત્મમય જાણો ભિનતા ભાવ ભૂલે નવતાણો
પ્રેમ ઝરો પ્રગટે પૂનકારી અરૂપનો ઓળખાણોરે—આ.
કાન ચરણ રજ અરજુનદાસા સેવી કહું ધરી મન હુલ્લાશા
પાંચ ચરણ ચિત્ત ધારો નાશે ભ્રાંતી જનિત ભવ પાશારે—આ.

## આશાગોડી.

લાભ લાખેણો લેજો જગતમાં લાભ લાખેણો લેજો.
નિંદા ઇર્ષા સરવે ત્યાગો સદા મગનમાં રેજો—જ.
સૌ સંપ સંપી ચાલો સજનો કોઇને દુઃખ નવ દેજો—જ.
સારૂં કરજો ડરી પગ ધરજો વાત વિચારી કેજો—જ.
અરજન પદવી અવિચળ મળશે તેમાં ફેર નરે' જો—જ.

## આશાગોડી.

આરતી બ્રહ્મકી કીજે સંતો આરતી બ્રહ્મકી કીજે
સબ કે કારન સબ કે દેવા તામે ચિત નિત્ય દીજે—સંતો.
કર મનસેં અંતર શુદ્ધ કર કે સાધન મેં હિ વહી જે—સંતો.
સાધન સેંહિ જ્ઞાનહિં પ્રગટે અદ્વીત પન્થ ગ્રહીજે—સંતો.
એસેં અરજન ભે બ્રહ્મરૂપા દ્વૈત કહાંસે લહીજે—સંતો.

---

આદી નિરંજન રાયે ભજલે આદિ નિરંજન રાયે.
ઉત્પત્તિ સ્થિતિ, પ્રલયેકર્તા અકલ અનાશી અજાયે—ભજ.
તાકો ભજન કર પૂરણ ભાવે દંશ કરે વન્શમાયે-ભજ.
જગત સરલ સબ તાકું ભાસે ભવ નિધિમેં નધહાયે—ભજ.
અરજન એસી મોજ મીલેંગી અલખ હિં રૂપ લખાયે—ભજ.

## ટોડી.

ભજલે ભજલે ભજલે પ્રાણી રામ નામ બહુ સારો
તાકા નામ મે રખલે આશા મેટે મમતા બારો-ભજ.
નિંદિત બતીયાં લગતી હેવાલી તેસેં પ્રભુ કર પ્યારો-ભજ.
વાસન મંજન મલકું લાગે રહે હોત ઉજીયારો-ભજ.
અરજન નાથ અનાથ સમરલે નાસે કાલકો મારો-ભજ.

## ઝીંઝોટી.

ગાઇ લે ગોવીંદ ગુન ગાન માન મદ મૂકી હો.
સુખ સંપતમેં બોત ફુલાકેરે ભૂલ્યો પ્રભુકું નાદાન-મા.
જ્ઞાનકી બાત ગમે નહિં તાકુંરે બાંડ ભવાઇપેં ધ્યાન-મા.
કાલ આજ જમથીયમાન હોકેરે આયો જ્યારે અવસાન-મા.
તુજકું લે કે નરક ફિગાયો હો બોલ્યો ગદ્દગદ્દ બાન-મા.
અરજન સ્યામ ભજન ના ચુકું હો હરી હાથ ઝાલો અલઆન-મા.

---

## ખંભાત-દેશીફેર.

સત ચરણુ નીત સેવો સંસાર તરવાને કાજ,
કામ હરે અર ક્રોધ હરે સબ દીખાવે બ્રહ્મ સુખ સાજ-સત.
પ્રાચીન પાતક પરલે થાવે પરલે થાવે તનદાજ-સંત.
દરશન આનંદ આછહિં પ્રગટે ભુતલ ગગન હિં બિરાજ-સંત.
સત્ય ક્ષમાદિ ભુષન હે જાકે કરલે બચન શીરતાજ-સંત.
અરજન દીન દયાલુ મિલનકું સંત ચરન રજ ચાજ-સંત.

## ઠુમરી દેસીફેર.

પ્રીત પ્રીત કરી લે નિત્ય પ્રભુ પદમેરે જનમ મરનકો ભે મટે-ટેક.
ધનમેં ધ્યાન હરે તુજ અવનશ ચાહ તાકી રહી તાહી ખનખનમેં-જ.

ચકોર ચાહત જેસેં ચંદકું પરદારસેં પ્રીત રહી એસી તનમેં–જ.
પચ સંગરે કે પ્રભુકું વિસાર્યો નિત્ય નિત્ય ફુલ્યો તું વિષે કે રસમેં–જ.
અરજનદાસ અરજ ઉર ધારી વૃત્તિ રાખતું સદા હે જદુ નંદનમેં–જ.

## ઠુમરી દેશી ફેર.

શુદ્ધ લેવે નીતહિં અવિનાશી તેરીરે તાકું મુરખ કયું છોરદીયો,
કોલ પ્રભુ કો દીયો હે વિસારી ભિતમેંહિ ચિત્ત દિનોહેં તે બેરી,
બેરીરે–તાકું.
માયા કે ફંદમે મગન ફરતહેં જાન તાકું નકી હે ચોરાશી શેરીરે–તાકું.
પ્રભુકા નામકો કરી લે જમ અવસર નાવે તુજ કો ફીરીરે–તાકું,
અરજન શ્યામ કો નામ સમરલે કામ ક્રોધ મોહ લોભ વિનાશે વેરીરે–તાકું.

## રાગ ભૈરવ.

હે મૂરખ પ્રાણી નહીં જાન્યા રઘુનાથા,
ધનમેં આનંદમાન મોહ્યો તારી સાથા;
તાહી સંગ નિત્ય રમ્યો ભીડ સજડ બાથા.
દુષ્ટ શું પેચાન કરી શુભસેંના સંગાથા,
દુષ્ટ તેં દોરાયકે નગાહી પ્રભુ ગાથા–હે.
અસાધ્ય રોગ તાકું ભયો ભજલે જગન્નાથા,
નાહિ રોગ નાશહિં પીલે રામ રસક્વાથા–હે.
અરજુનકો શામ જાન હે અનાથ નાથા,
સમરન તું કાહે ભૂલ્યો આઈ બાજી હાથા–હે.

## રાગ સોરઠ.

રામનામ ભજલે પ્રાણી રાખીને ઉમંગ,
મોહ જાલમેં તુતો મોહ્યો રમ્યો પન્ચકે રંગ–રા.

રમ્ય રતન મણી દેહજ પાયો રોલ્યો ધુલકે સંગ–રા.
તિહારી ખોજ કર હે મન મુરખ તુંજ મેં અમૂલ્ય હિંનંગ–રા.
અરજન શામકો શેરનો કર લે જનમ મરન સબ ભંગ–રા.

**ભૈરવ.**

દેખ જદુનંદન આદ ભયો અંગમાં.
શીર મુગટ સુંદર રાજે જડયો અમૂલ્ય નંગમાં,
મેરા વલન આપ નામે હો અતી ઉમંગમાં–દેખ.
સરવપેં સમાન દયા અંધ અરૂ પંગમાં,
મેરી મતિ એસી કરો રમું પ્રભુ તુજ રંગમાં–દેખ.
દીન બાલ હું તમારો ફર્યો અતી અંધમાં,
ચિત્ત મેરા શુચિ હોવે તુજ નામ રૂપી ગંગમાં–દેખ.

---

ભજ લે શ્રી રામચંદ્ર હે અવી સુખકારી,
નીચ કર્મ તાકું ભાસે નીચ નજર તારી,
ભજન તેં નાંહી કીનો સર્વ દયા ધારી–ભજ.
આનંદપર દુઃખ દેખ હરદીનો વિસારી,
હરનીશ હરામ નીત ભઈ અભાગી તારી–ભજ.
આંખનું ઉધ્ધાર પ્રાની સમર ગુણાપારી,
માયામેં કયા મોહ ખબર લેવે કાલ તારી–ભજ.
અરજન રઘુનાથ શામ ત્રિવિધ તાપ હારી,
તાહી નામ પુન પ્રીત થાવે ભવપારી–ભજ.

**સોરઠ.**

ભજ લે ભૂધર તારન ભવ કૂપી,
અધમ ઓધાર ન હે જગકર્તા સ્વયંપ્રકાશ અરૂપા–ભજ.

શીત વર્ષા બહુ તાપ સહ્યો તે ઝાડ પાડ જડ રૂપા–ભજ.
અગને તાકું ઘેર લીયો હે કયું રેડત હે તૂપા–ભજ.
અરજન શામ સમર એક ચીતેહે અતી પાવન રૂપા–ભજ.

## ભેરવ

રંગ તાન રંગ તાન રમ્યો રાત દારી,
રંગ ભોગ સ્વાદકું તેં જાન્યો સુખકારી,
નાટક ભવાઈ સંગ પ્રીતકીની પ્યારી–રંગ.
આસકે સંગાથ નિત્ય ભલીકીની યારી,
તાહી સંગ છોર દીયો સુખદા મોરારી–રંગ.
અરજુન અભાગી તાકું કહું શું વારીવારી,
ભજલે ત્રિલોકી નાથ સકલ તાપ હારી–રંગ.

## ખંભાત.

કાહેસેં તું જગતે મોહ્યો જગત પતંગ છેજી.
બિજુરી કોચમ કો જેસે નિશ્ચે જાન જગત એસે,
નામે તુ કાહે કે પેસે અવસ્ય એ ભંગ છેજી–કાહે.
જેસેં પાની પરપોટા તેસેં જાન જગતહિ ખોટો,
ભક્તિ કોવાર કછોટો એહી અભંગ છેજી–કા.
સમર અરજન અવિનાશી અધહિંસ બજાવે નાશી,
બને વૈકુંઠ કોવાશી જ્યાં સુખ રૂપી ગંગ છેજી–કા.

## જંગલો.

રામ ગુણ ગાનાં ગાનાં માયાકી મમતા છોડી.
સંતકી કરની સેવા વચન તાકા નિત્ય લેવા,

દયા કરકે અસ્મેવા પ્રભુપદ ભાનાં ભાનાં-મા.
કાલકા કાલહિં સંતા સદા અહંકા હંતા,
ગુનાગાર રહે ગુનવંતા તાહી શરન ચાનાં ચાનાં-મા.
અરજ અરજુનકી ધારી સમરલે સદા મોરારી,
મીટે ચોરાશી ભારી સુખદપદ પાનાં પાનાં-મા.

**જંગલો.**

હૃદય રાખ વાસી વાસી રામકો નામ નિત્યે.
સમર નિત્ય નિત્ય કરતારા દુઃખ તવજાવે અપારા,
તાકું તું ભજ અવિધારા જરે અઘરાશી રાશી-રા.
પ્રીતસેં ગજકું તાર્યો અજામેળકું ઉધાર્યો,
કાહેસેં તાહી વિસાર્યો રાખી જગ આસી આસી-રા.
પ્રભુકો પલ નહીં લાવે વિષય રસ તાકું ભાવે,
હરીગુનકો દીન ગાવે નષ્ટ બાત ભાસી ભાસી-રા.
રતનમની દેહજ પાયો તાસીં તેં વૃથા ગુમાયો,
અંત તે અતી પસ્તાયો પડીકાલ ફાંસી ફાંસી-રા.
કાહે મોહ્યો ધનસુતદારા સબહિંએ નરક દવારા,
સમરલે મોહન પ્યારા ગતાગત નાશી નાશી-રા.
અરજ અરજ નકી ધરલે હરી હર નિશસમરલે,
પાપ સબજાવે પરલે જગત વહી જાસી જાસી -રા.

**ઝીંઝોટી.**

જપલે મોરારી કોનામ મૂરખ મનડા હો.
કાસકે સંગસેં લપટાયો હો તાકું માન્યા સુખધામ-મૂ.

કુડકપટ કો ઘરહિં બસાયોહો ઓતકીયાં હે કુમામ–મૂ.
અરજન દાસ અરજ ઉરધારી હો ભજલે સુંદર સ્યામ–મૂ.

## ઠુમરી.

એસી અબ રાખ રામ સંગ પ્રીતી મેટે કરતબકાલકી ફાંસી.
મીનકી પ્રીત જેસી હે જલસેં જલસે રહિત પ્રાન વા જાસી–એ.
બચેકી માતસેં જેસી હે પ્રીતી માત બછુડેસેં હોત ઉદાસી–એ.
અવર જલકું ન ચાત બપૈયા સ્વાંત બુંદમેં હે નીવ આશી–એ.
અરજન શામ એસેં દઢ કર લે ભવ બંધન સબ જાવગેં નાશી–એ.

---

## જંગલાની ઠુમરી.

રસના રસ ભોગ રહી વરતી તાકુ પ્રભુકો નામ પેચાન નહિં.
બાસના કરકે બરસ ગુમાયાં તેરી સગરી મતીમેં ધુર દઈ–રસ.
નિંદિત બતીયાં લગતી હે પ્યારી સીતા રામકી ભક્તિ નાંહી ગ્રહી–રસ.
માયાકે ફંદમેં તું કાહેસે મુસક રહી જાનતાકું નકી વિષ અહી–રસ.
અરજુન શામવે રામ સમર લે મોહ દધિસે જાસી વહી–રસ.

---

જદુ નંદનકો નામ સમર લે અબહી સરવે જાવે જ રહી.
નિત નિતતાકો ચીંતવન કર લે કાલકે મુખમેં કો દીન પરહી–જદુ.
શાન્તી કરતા તાહી નામ હે મેટે કરે સબ ભવ દુઃખ ઉરહી–જદુ.
જગત બિલાશ જાન સબ ખોટો રામ બિલાશ અરથ તુજસરહિં–જદુ.
અરજુન શ્યામકો ધ્યાન ધરી લે ફેર ન આવે જમ અવસરહિં–જદુ.

## ઠુમરી.

માયાકે ફંદમે કાહેસેં પડત હે રામ નામમેં રખ લે આસી.
કુટુંબ કબીલા કામ ન આવે કાલ આવે સબ જાવગેં નાશી–મા.
પ્રભુકો સમરન કર લે જારી સદા સાંય કરશે સુખ• રાશી–મા.
અરજન શામ ગોરધન ધારી તાકી ભક્તિમેં રે તું નિવાશી–મા.

---

દીન દયાલ દામોદર દાતા દરશન તાકો ચીતમેં ધર લે,
તાપ મીટકે શાન્તી પ્રગટભે પાપહિં સરવે થાવે પરલે–દીન.
તાકો ચીતવન રાખ હ્રદયમેં કામ ક્રોધકું પલમેં હર લે–દીન.
અરજન શામ રામમેં આશા હે મન તું શુદ્ધ ભાવસેં કરલે–દીન.

## કલ્યાણ.

રામહિં નામસેં રહેત અનેરા.
પર દુઃખ દેખી રાજી રહત હે બનેગો માટી ઢેરા–રા.
સુખ સંપતમેં સદા હિં ઝુલત હેં સત્સંગે નહિં ફેરા–રા.
તીન લોકકે સુખ હે જુઠે ક્યું કરે મેરા મેરા–રા.
હરી ભજનમેં દામ ન બેસે અધહિં જાવે ધનેરા–રા.
મોક્ષ દાયક રામહિં નામસેં મીટે ચોરાશી ફેરા–રા.
અરજનદાસ હે ભજ અવિનાશી નિતહીં સાંજ સવેરા–રા.

## કલ્યાણ.

વૃત્તિકો જોર તું રામ ભજન મેં
કાલ હિંતાસું ખાત રહત હે ક્યું ફુલે મદ ધન મેં–વૃ.
દંભ ફીકર કે દીન દમત હેં માયા કે અભિ મનમેં–વૃ.

દયા દાનકો નામ ન જાને ફુલ્યો વિષ યાગન મેં-જી-
અરજનદાસ હિ રામ સમરલે પાપ દહે દીન દીન મેં-જી.

---

હરીકો ગુન કેસેં ભૂલ ગયો:
પલ પલ તેરી રક્ષા કરતહે તાકું છોર દીયો-હરી.
ગરભસ્થાને ખોત દુઃખ દેખી ગાઢ પોકાર કીયો-હરી.
કરૂનાકારી કીરપા કરકે તાસું ઉગાર લીયો-હરી.
અરજનદાસ અજર અમરસેં ક્યું તું વિમુખ ભયો-હરી.

---

સંત સમાગમ કરો નિત્ય ભાઈ;
સંતકા બચન સુધા સમ જાનો દુર્ગુણો દીયેનશાઇ-સંત.
સંતહી બચન અજામેલ ગ્રહીયો તબહિં પ્રભુ પદ પાઇ-સંત.
મોહ દધિસેં પાર કરતહેં હે બ્રહ્મ સુખ બતાઈ-સંત.
અરજનદાસ અરજ ઉર ધારી સંતચરણુ ઉર લાઈ-સંત.

**કલ્યાણ.**

રટ મન પ્રીતે રામ સીતાસી.
તાકો સમરન રાખ હૃદયમેં બનશે અધકા રાશી-રટ.
કુડ કપટ કો કામ કરત હે રહ્યો વિષય રસ વાશી-રટ.
છતી આંખસેં અંધજ બનીયો દેખહિ મૂલ તપાશી-રટ.
અરજનદાસ રામ કર પ્યારો હૃદયે હોત પ્રકાશી-રટ.

**ખમાચ.**

અંધ હે અભાગી રાગી રંગમાં શું રાચી;

રંગમાં શું રાચી માની વિષય વાત સાચી–અંધ.
પૂન્યમાંહી પદ ન ધરે કરમ સાથ નાચી;
ધરમ પન્થ પાળવામાં રે'છે નિત્ય કાચી–અંધ.
ગરવનું વિપુલપૂર ઉર ધારી માચી,
ભ્રમ જાલને હમેશાં પ્રીતથીરે જાચી–અંધ.
કાલ જો કરાલ ગાજે તીવ્ર તેની ડાચી,
સમર શામ અરજનનો પદવી મળે પ્રાચી–અંધ.

### ગાયન.

પ્રીત રામ સાથે લાવ આવ્યો છે ખરે આ દાવ;
દુષ્ટ ભાગી, જાગી જાગી, દ્વાર પ્યાર, વારવાર
લાવી ભાવ–પ્રીતી.
કરમ સાથ, ભીડી બાથ, રેશુમાની. પ્રીતમાની
શું તું ફ્રાવ ?–પ્રીતી.
ચતુર ચેત, પ્રેમ ખેત, ગાઈ પસાર, થા આવાર
મળે ભાવ–પ્રીતી.

### પ્યારી નામ—એરાહ.

સાચી પ્રીતી ધારી ભારી પ્રભુને સમ્ભાર;
મોહમાં શું મચી રહ્યો વિમૂઢ ગમાર–સાચી.
લોભમાંહે રાચી કર્યો પાપનો અંબાર–સાચી.
સેવહે સોહાગી પ્રભુ મળે મોક્ષ દ્વાર–સાચી.

### માલિની છંદ.

વિરૂજ નિત્ય વિભુ જે સર્વને પાળનારો;

સકલ દુઃખ વિનાશી પ્રેમથી જાણુ પ્યારે,
પરાસ્ત મોહ પૂરને સદ્ય નિર્વાણ દેશે;
અહિત વૃત્તિ યુદ્ધને કાઢવા સાયરેશે,
વખત સુસાર પામ્યો લાવ ઉત્સાહ આજે;
ભજનમાં લાવી પ્રીતી ઝુકતુ ભ્રમ પ્રાજે,
અમલ આ શીખ માની અન્યની આશ ત્યાગી,
આ દ્વિજે સરવનું છે બ્રહ્મને જોતું જાગી.

ઇંગ્રેજી રાહ.

નઠોર કઠોર મુરખ ભૂર શું તું મોહ્યો રંગમાં,
પૂર્ણ પ્યાર લાવી તેમાં કાંફરે ઉમંગમાં–નઠોર.
સાર હે સુસંગ જેહ વાસ આપ અંગમાં,
તે થકી પ્રદિપ્ત થશે જ્ઞાન જીત જંગમાં–નઠોર.
કાલ ખીક ટાળવાને પ્રભુને ભજરે ચંગમાં,
શીખ સારી મારી માની નાસુ વિનય ગંગમાં–નઠોર.

કાફી.

મુરખ અંધ રામને લે તું ભજી,
પરદુઃખ માંહે રાજી મુરખ મનડા પાજી મુડી ન વરે આજી,
રહ્યો તું ગર્વ સજી–મૂ.
પંચે રહ્યો વળગી તૃષ્ણામાં સળગી, સમતા કરી અળગી.
પ્રીતે મોહે ગજી–મૂ.
ફરોછો મદમાં છાકી, જમડા ફરે છે તાકી, પીડા દેશે પાકી,
હુકમ ગયો છે બજી–મૂ.

અરજન શીક્ષા કહે, ચીતમાં હેતે લહે, આવત ભાવે રહે,
દુઃખ નવ આવે રજી–મૂ.

---

તારૂં મૂખ મૂરખ મન જો તું જાગી.
અમરત રસ જ્યાં ઝરે, પાને નેણુલાં ઠરે, આવાગમન ટરે,
ત્યારે થઇને ત્યાગી–તારૂં.
પરમારથ પરખી, રાખી નજર સરખી, હેતે હૈડે હરખી,
મમતા સરવે તાગી–તારૂં.
ખારે ભમતો ફરે, તેથી અરથ શો સરે, આવ તારે ઘરે,
ભ્રમણા જાય સૌ ભાગી–તારૂં.
પદ રજ ગુરૂની પરશી, અરજન કે છે હરશી, દિવ્ય નેણે દરશી,
રૂપપેરે તું આગી–તારૂં.

**પ્રેમકી કટારી–એ રાગ.**

ભજ લે અનુપમ અખંડ અરૂપા નિરંજન રાય કોશલ પુર ભૂપા.
નામ પ્રતાપ તર્યા મહા પાપી તરીયા ખોત અલીક પ્રલાપી–ભ.
જોગી, તપસી, સિદ્ધ, કિન્નરેશા, શોવસનકાદિક ભજત હિં શેષા–ભ.
અરજન શામ હે દીન દયાલુ છોરી ભજ પ્રભુ જગત જંજાળુ–ભ.

---

ભજ લે રામ રઘુકુલ ચંદા મંગલ સુખપ્રદ આનંદકંદા.
ત્રિવિધ તાપ નશાવન નામા સચરાચર સબ પૂરણ કામા–ભજ.
કામરૂ ક્રોધ વિગત સંદેહા થાવે નિત નિત નૂતન નેહા–ભજ.
અરે અધમ અંધ અવગુણ ગેહા પરધન પરદારામેં લેહા–ભજ.

અરજન શામ સમર દૃઢ પ્રાણી જાવે જનમ મરનકી હાની-ભજ.

**મંગલકર ભવભયહર**—એ રાહ.

ગહન ગતી ઈશ તારી શેષને મહેશ.
થાંહનલે ભ્રગુ આદિ મૂની હે પ્રભુ પરેશ. ગહન.
અગમ અકલ આદિ સરવનો સદા વિભુ,
સકલ દેવદેવ નિત્ય જન કહે ત્રિભુ.
જગત પાલ દુ:ખ શાલ કાઢ મમ પ્રભુ,
પ્રેમી, રેમી, ક્ષેમી, દુ:ખહરણી, સુખકરણી.
ભવતરણી, આપ ભક્તિ ખેશ. ગહન.
કંજચ્ચરણમાં વધાર નૂતન સતતનેહ.
સરવ ભાવના પ્રજાત પુરણુ ધામ ગેહ,
બાલ બાંહને ગ્રહીને ટાળ વૃત્તિઓ વેહ.
ન્યારો, પ્યારો, સારો, અઘહરતા,
નયભરતા, પદધરતા, સોંપ જ્ઞાનદેશ. ગહન.
દીન હું અજાણનાથ ભરમ મારતી,
ત્રિગુણની નિદાન માય મોહ મુજમતી.
મોહીને વિસારીયા હેતુજને જગપતી,
પાપો, કાપો, તાપો, જનતારો,
દુ:ખજારો, ઉરધારો, વિનતી સુખેશ. ગહન.
સંયમ સુખકારે મારૂં મન રહે રમી,
સુખદના મરે તમારૂં અંતરે ગમી.
અરજન એ અરજ ધારો નાથ કહું નમી,

ટાળો, શોષો, પોષો, ભ્રમ ટાળો,
ભય બાળો, પ્રભુ પાળો, પુરણપરમેશ. ગહન.

### શાર્દુલ વિક્રિડિત છંદ.

ઇન્દુ ખન્ડહિ બાન ઇન્દુવિશુચી સંવત શુશોભીત.
માસા ફાગન શ્રેષ્ટ મુદિતા કૃષ્નહિ પક્ષ બિરાજીતં.
આશા હરન રમ્ય અંતઅહને મંગલહિ ભ્રાજીતં,
સંગીત્સુબોધીની પાપ હર્ની દિવ્યં પુનં દ્રવ્યં કાશીતં.
બાંચી બિવેકી સુજ્ઞસજનો ક્ષમહિ દોષ સુધારી કે,
સાંચી સાર સુપ્યાર લાઈ સુખદા ધારી સદા ઉરમે.
પ્રનમું પુનીપુની કૃષ્ન ગુરૂકો જાકી કૃપાસેં ભલી,
ભઇ હે સુબોધિની સુખ કરી છેદની દુઃખદા ગલી.

### દોહરો.

**બ**રનનકો નવ કર શકે **ના**થ નિરંજનરાય,
**ધ**ર પ્રભુ યાચત એહી મેં **ના**ના ભાવ બિલાય.
**ર**મત રહે મમ અંતરે **અ**જ અવિનાશી ઇશ,
**ર**મ્ય રમત પદમેં ધરો **જ**ન બનાઈ અધ્રખીશ,
**ન**યપથ નિરખોંને હસે **હ**રન જાલ સુખકાર.
**રિ**ઝો સુખ પદ અર્પીકે દીન વિનતી ઉરધાર,



# આશ્રય પત્ર.

## અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોના નામ.

| પ્રતઃ | નામ. | ગામ. |
|---|---|---|
| ૪૦ | રાણાજી શ્રી, સરદાર સિંહજી. મેરામણજી. | ગોંડી. |
| ૧૦ | બાઈ શ્રી, ૭ માજી રાજબા. | ,, |
| ૫ | ગુસાઈ. ખેતપુરી રણછોડપુરી, | ,, |
| ૨ | સોની. જોઈતા ઝવેર. | ,, |
| ૧ | દવે. કરસન કરમણ. | ,, |
| ૧ | ગર્ગ. મોતીરામ ધનજી. | ખેણપ. |
| ૧ | જોસી. નાગજી સુંદરજી. | ગોંડી. |
| ૧ | સાધુ. વૈકુંઠદાસ ખીમદાસ. | ,, |
| ૧ | સોની. લાલજી મલુ. | ,, |
| ૧ | સોની. ધનજી મલુ. | ,, |
| ૧ | ત્રવાડિયા. પાનાચંદ શીવજી. | ,, |
| ૧ | ડોસી. સાંકળચંદ મંગળજી. | ,, |
| ૧ | મેતા. જેમલ દાનસંઘ. | ,, |
| ૧ | ગોવિંદજી ખુશાલવિજયજી. | ,, |
| ૧ | વીરજી હરજીવન. | ,, |
| ૧ | છગન વિ૦ ધનજી. | ,, |
| ૧ | ટોકરશી વિ૦ રમસી. | ,, |

| | |
|---|---|
| ૧ ભીમજી દેવરાજ ઠક્કર. | ,, |
| ૧ દામજી વિ. પ્રધાન ,, | બેલા. |
| ૧ ગોસાઈ નરસંઘપુરી. | પલાંસવા. |
| ૧ રાવળ. શીવજી મોહનજી. | દેસલપર. |
| ૧ મોહોબતસિંઘ વિ. જગતસીંઘ. | ગેંડી. |
| ૧ સાધુ. નરભેરામ. | ,, |
| ૧ ભવાન જેઠા. | ,, |
| ૧ સાધુ. પરસોતમ. | ,, |
| ૧ પરસોતમ દેવરાજ ઠક્કર, | ,, |
| ૧ મનજી વિ. ખેંગાર. | ,, |
| ૧ મોરાર સંઘજી. | ,, |
| ૧ કરસન માવજી ઠક્કર, | ,, |
| ૧ ગોકળ વિ. ખેમજી. | ,, |
| ૧ ઠક્કર. હુકા હરચંદ હા. મોરાર. હુકા. | ગેંડી. |
| ૧ ઠક્કર. લધુ હરચન. | ,, |
| ૧ ધડેચા. બાઘા વિ. મુળચંદ. | ,, |
| ૧ માણેકચંદ માનસંઘ. | ,, |
| ૧ કોરડીયા. દીપચંદ જોયતા. | ,, |
| ૧ ,, દામજી વિ. સાંકળચંદ. | ,, |
| ૧ શેઠ. ઠાકરસી વસરામ. | ,, |
| ૧ ,, મંગજી મોતીચંદ. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ફોસી. ભારમલ ઠાકરસી, | ,, |
| ૧ | શેઠ. દીપચંદ ટોકરસી. | ,, |
| ૧ | મેતા. લીલાધર લવજી. | ,, |
| ૧ | દોસી. જેચંદ ઝવેર. | ,, |
| ૧૦ | અમૃતલાલ વિ. પનજી નથુ. | ઘોરાજી. |
| ૧ | જાડેજા. શ્રી નોધણજી હુંજાજી. | સણવા. |
| ૧ | મૂળશંકર રામેશ્વર માસ્તર. | ,, |
| ૧ | ઠક્કર. કાળીદાસ પચાણ. | ,, |
| ૧ | ,, દેવચંદ દાનસંધ. | ,, |
| ૧ | ,, કશળચંદ દાનસંધ. | ,, |
| ૧ | ,, ઓધવજી અરજણ. | ,, |
| ૧ | કુમારશ્રી. યશવંત સીંઘજી. ગોવિંદજી. | ,, |
| ૧ | વકીલ. ઠક્કર. કાનજી વીરજી. | રાપર. |
| ૧ | ઠક્કર. ચાંપસી દાનસંધ. | સણવા. |
| ૧ | રાજગર. મહાદેવ બેચર. | ,, |
| ૧ | કુમારશ્રી, ચંદન સીંધજી વિ. મતુભા. | ,, |
| ૧ | વાઘેલા. જુઝાર સિંધજી સામતજી. | જાટાવાડા. |
| ૧ | સાધુ. નરભેરામ હીરાદાસ. | ,, |
| ૧ | અંબારામ ફુલચંદ. | ફતેગઢ. |
| ૧ | વ્યાસ. સેવકરામ હીરજી. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | જાદવજી ત્રીકમજી. | ,, |
| ૧ | કાળા હાથી. | ,, |
| ૧ | ડીગારી. પુંજા રતન. | ફતેગઢ. |
| ૧ | ખંડેર. જેચંદ એચર. | ,, |
| ૧ | પટેલ. અંબા વિ. દેવજી. | ,, |
| ૧ | ધારસી અવચર. | ,, |
| ૧ | ઠક્કર. ધારસી એચર. | ,, |
| ૧ | ,, અર્જન મેઘજી. | ,, |
| ૧ | ધઢેચા. તેજપાળ અમૃત. | ભીમાસર. |
| ૧ | મેતા. ઠામજી સાંકળચંદ. | ,, |
| ૧ | સંઘવી. લાધા તેજસી. | ફતેગઢ. |
| ૨ | એચ. એસ. જે. કાયાની. | લાકડિયા. |
| ૧ | બાઇશ્રી. વકતુબા. | ,, |
| ૧ | બાઇશ્રી. ગંગાબા. | ,, |
| ૧ | બાઇશ્રી. રામબા. | ,, |

